

શ્રી નૌતમ

# પારસ-મણી.

ત્રીઅંકી નાટકના ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## શ્રી સુરત દેશી નાટક કંપની

આવૃત્તિ ૧ લી નકલ ૨૦૦૦





અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭

મૂલ્ય ૦—૨—૦



શ્રી નૌતમ

# પારસ-મણી

## નાટકના ગાયનો

---

છપાવી પ્રસીદ્ધ કરનાર

## શ્રી સુરત દેશી નાટક કંપની

આવૃતી ૧ લી          નકલ ૨૦૦૦



---


## અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી

સંવત ૧૯૬૪          સને ૧૯૦૭


---

મૂલ્ય ૦—૨—૦

શ્રી.

## નવીન નાટય નામે

# પારસ મણિનો સંક્ષિપ્ત સાર.



### મંગળાચરણ—સૂત્રધાર અને નટી.

### અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—સ્થળ નવલપુર ત્યાંના રાજા સત્યશેખરની નવી રાણી સુમતિનું વાંઝીયા અવતારથી કંટાળવું, આત્મઘાત કરવા તૈયારી, દેવિનું પ્રગટ થવું, પુત્રનું વરદાન, સર્વનો આનંદ.

પ્રવેશ ૨ જો—સ્થળ રસ્તો. સેનાપતિના રાજ્ય મેળવવા હવાઇ વિચારો, દાસી સગુણાનું મળવું, રાણી ગર્ભવતિ થયાની વધામણી ખાવી, સેના પતિનો ખેદ. બાદ ભિક્ષાવર્તીયે નીકળેલ બ્રાહ્મણનું મળવું, સેનાપતિયે તેની પાસે ભવિષ્યની રેખાઓ જોવરાવવી, જોષીએ લોભીયાને ઠગી જવું મન પ્રસંદ વાત મળતીઃ આવવાથી સેનાપતિની ખુશાલી.

પ્રવેશ ૩ જો—સેનાપતિનું ઘર દુષિલા સેનાપતિની સ્ત્રી, તેના પણ પતિ જેવાજ હવાઇ વિચારો સેનાપતિનું આવવું, પરસ્પર હાસ્ય,

પ્રવેશ ૪ થો—રસ્તાપર વાણીયાઓની ગમ્મત, કુંવર જન્મોત્સવ સેનાપતિનું ત્યાં આવવું, વધાઇ વધાઇ સાંભળી ખેદિત થવું. કુમતિની દાસી નીર્ગુણાનું ત્યાં અનાયાસે આવવું, બંને વચ્ચે મસલત કુમતિને ભંભેરી કુમારનું કાસળ કાઢવા પેરવી.

પ્રવેશ ૫ મો—કુમતિનો મ્હેલ. વધામણી લઇ જવાની ધામ ધુમ. નિર્ગુણાયે આવી કુમતિની મતિ ફેરવવી, સેનાપતિનું આવવું, બંનેનો એકમત. કુમારનો શી રીતે ઘાટ ઘડવો એ સંબંધિ મસલત. કુમતિનું નિર્મળા દાસીને ઝેરવાળો રૂમાલ કુમારને ઓઢાડવા કહેવું, નિર્મળાનું ઇનકાર જવું અને તેથી બર તરફ કરવી, નિર્ગુણા દાસીયે તે કામ માથે લેવું અને ઝેરી રૂમાલ કુમારને ઓઢાડવા જવું.

પ્રવેશ ૬ ઠો—રસ્તાપર બરતરફ થયેલી દાસી નિર્મળાનો શોક, કુમારને બચાવવા સુમતિના મ્હેલે જવું, એક બ્રહ્મચારીનું નીકળવું, વણીક દાસીનું ત્યાં આવવું, અને પોતાની શેઠાણીને સાધુ જમાડવાનું વ્રત છે એમ જણાવી બ્રહ્મચારીને ત્યાંથી લઇ જવું.

પ્રવેશ ૭ મો—નગીનશાનું ઘર કપુરીયો તથા નગીનશા, બાપ દીકરા વચ્ચે ગમત, બાદ દાસી હજુ સાધુને લઇ ન આવી એ વિશે વિચારમાં, એવામાં બ્રહ્મચારી સાથે દાસીનું આવવું, શેઠે બ્રહ્મચારીની વાક્ય–ચાતુરીથી

પરિક્ષા કરવી, અને ભલો જાણી તેને પોતાને ત્યાં રાખવો.

પ્રવેશ ૮ મો—સુમતિનો મ્હેલ. કુમારનું પારણું. દાસીયોનું ઝુલાવવું, અને જવું, નિર્મળાનું આવવું અને બચાવવા એક બાજુ સંતાવું; બાદ નિર્ગુણાનું રૂમાલ સાથે આવવું. ઓઢાડવાની તૈયારી, અચાનક રાજા રાણી આવતાં તાલ બગડવો, અને સંતાવું રાજા રાણીની પરસ્પર વાત ચિત, બાદ ઉતાવળમાં સંતાતાં નીર્ગુણાના હાથમાંથી પડી ગયેલ રૂમાલ પર રાજાની દૃષ્ટિ, દંપતીની શંકા, રૂમાલપર કુમતિનું નામ જોઈ, રાણીનું ઓઢાડવા જવું, નિર્મળાનું અટકાવવું, અને પાપ પ્રગટ કરવું, રાજાનું સેનાપતિ તથા કુમતિને બોલાવવું અને ધમકી આપવી. સેનાપતિ તથા કુમતીનું દાસીપર આરોપ મુકી પોતે દોષ મુક્ત થવું, રાજાનો ક્રોધ અને દગા બાજ દાસીને પીરતોલથી ઠાર કરવા

ટેબ્લો.

# અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—સ્થળ બગીચો. રત્ન નગરીના રાજા અરિમર્દનની કુંવરી મણિ સખિયો સાથે હાસ્ય વિનોદ લાયક ૧૨ માટે સખિયો સાથે સંવાદ, એવામાં એક સખિયે નવલપુરના પારસ કુમારની તસબીર બતાવવી, કુંવરીનું મોહમાં પડવું, અને એજ કુમારને વરવા દૃઢ સંકલ્પ બાદ રાજાના કહેવડાવવાથી નવલપુર જવાની તૈયારી.

પ્રવેશ ૨ જો—સ્થળ કોમન હોલ. બદલાયેલા વિચારોમાં બ્રહ્મચારી શેઠ ગામ ગયેલા હોવાથી શેઠાણીનો બ્રહ્મચારીને લઇ નાશી જવાનો વિચાર બ્રહ્મચારીને મેળવવાની અજમાયેસ. અને અંતે બ્રહ્મચારી સાથે ઘરમાંથી ઝવેરાતનો ડબો લઇ નાસી જવા તેયારી, દાસીનું આવવું અને અટકાવવું શેઠાણીની ધમકી. અને ચાલ્યા જવુ દાસીનો તીરસ્કાર.

પ્રવેશ ૩ જો—મ્હેલ કુમતિનું કપટ ખુલ્લું થઇ જવા માટે શોક સેનાપતિનું આવવું. અને રત્નનગરીના રાજાને ઉશ્કેરી આ રાજ્યની પાયમાલી કરાવવાની યુક્તિ બતાવી હિંમત આપવી. કુમતિની સંમતિ

પ્રવેશ ૪ થો—મ્હેલ રાજા, સેનાપતી તથા અમરસિંહ ખંડણી વેરો આપવો કે નહી, એ વીશે અમરસીહની હા, અને સેનાપતીની ના, છેવટે રાજાએ સેનાપતીનું કહેવું વ્યાજબી માની ચીઠ્ઠીમાં ના લખી મોકલવા સેનાપતીને હુકમ.

પ્રવેશ ૫ મો—રસ્તાપર પારસ તથા વીમળ બંને મીત્રોનો વાર્તા વીનોદ મૃગયા રમવા જવું, પછીથી સેનાપતીનું આવવું. અને વૈરનો અગ્ની વીશેષ સળગાવવા તૈયારી.

પ્રવેશ ૬ ઠો—અરીમર્દનની છાવણી કુંવરીનું કુમારના ચીંતવ· વનમાં નીકળવું ત્યાં અચાનક શીકારે આવેલા કુમારના ભડાકા કરવા. સખીયોનું જતા રહેવું, પ્રેમીયોનું પ્રથમ પ્રેમ દર્શન પરસ્પર સ્નેહની નીશાનીયોથી સ્નેહ· ની સજાજડતા, બાદ જુદા પડવું, સખીયોની માર્મિક મજાક, બાદ રાજા તથા સામંતોની ખંડણી વીશેના પત્ર જવાબ માટે આતુરતા સેનાપતીનું પત્ર સાથે આવવું, અને વાક્યોમાં વીશેષતા દર્શાવવી રાજાનો ક્રોધ અને લડાઇની તૈયારી.

પ્રવેશ ૭ મો—પ્રેમમાં લીન થયેલ પારસ કુમારનું રસ્તાપર નીકળવું વિમળનું મળવું, વાતચિત ઘર તરફ ગમન.

પ્રવેશ ૮ મો—મ્હેલ કુમતિનું શોકય મરણની ખુશાલી માનતા નીકળવું સેનાપતિનું મળવું, અને ઉશ્કેરણી કરી આવ્યાની વધામણી આપી જવું, કુમારનું કાસળ કેવી રીતે કાઢવું તેની યોજના ત્યાં માતૃ મરણનો શોક કરતા કુમારનું આવવું, કુમતિની કપટ ભાવે ધીરજ કુમારે પાણી પીવા માગવું, કુમતિયે માતૃ પ્રેમ દર્શાવી પાણીના બદલે ઝેરવાળું દુધ લાવી આપવું, કુમારે પી જવું, અને સુઇ જવું, બાદ કુમતિયે તેને પેટીમાં પુરી નદીમાં નાખી દેવાની તૈયારી કરવી.

**પ્રવેશ ૯ મો**—રસ્તાપર રાજા સત્યશેખર તથા સૈનિકો લડાઇ કરવા કુચ થવું રાજાની ઉશ્કેરણી (ગત વાગવી)

**પ્રવેશ ૧૦ મો**—કીલ્લો લડાઇ સેનાપતીએ રાજ્ય મળવાની લાલચથી રાજાપર પાછળ રહી ઘા કરવો રાજાનું મરણ.

**ટેબ્લો.**

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—જંગલ જંગલમાં શીવાલય ત્યાં બેઠેલા મહંત તથા પેટીમાંથી કાઢી અમૃત જળ છાંટી સજીવન કરેલ પારસ પરસ્પર જ્ઞાન ચર્ચા, બાદ યોગીનું જવું, પારસનું ચંદન ઘસવા બેસવું, બાદ કુંવરીનું સખીયો સાથે દર્શનાર્થે આવવું, ત્યાં પૂર્વ પ્રેમની યાદગીરી અને ચંદન ઘસતા યોગી કુમારને જોતાં, પોતાના મનમોહનનું ભાન, તેની સાથે પ્રેમ ચર્ચા યોગીનું આવવું અને કુમારને પુષ્પો લેવા મોકલવું બનેનું જૂદા પડવું બાદ કુંવરી વ્હાલા વીશે વીચારમાં શીવાલય આસપાસ ફરવું, સર્પડંશ, સખીયોનું આશ્વાસન.

**પ્રવેશ ૨ જો**—મ્હેલ. આરિમર્દન તથા પ્રધાન. વિજય મેળવ્યા બાબત વાતચિત. દાસીયે આવી કુંવરીની હાલત નિવેદન કરવી, રાજાએ કોઇ સર્પનું ઝેર ઉતારનારાને બોલાવા ઢંઢેરો પીટાવવાની આજ્ઞા કરવી.

**પ્રવેશ ૩ જો**—રસ્તાપર. પારસ કુમાર. પ્રીયની આતુરતા. ઢંઢેરા વાળાનું આવવું. પારસનું ઢઢેરા વાળાને પોતાના આવવાનું રાજાને જાહેર કરવા કહેવું, બંનેનું જવું.

પ્રવેશ ૪ થો—મ્હેલ. સર્પડંશથી બે હાલ પડેલી કુંવરી, તથા રાજા, પ્રધાન. બાદ પારસનું અમિ કુપા સાથે આવી કુંવરીપર અમિ છાંટી ઝેર ઉતારવું. સર્વની ખુશાલી. રાજાના આગ્રહથી પારસનું રહેવું. પછીથી સેનાપતિનો પાત્ર આવ્યાથી કુંવરી તથા પારસ સાથે નવલપુર જવા તૈયારી.

પ્રવેશ ૫ મો—આગલું જંગલ. વાણીયણ, બ્રહ્મચારી તથા કુપુરીયો પડેલી વિપત્તિનુ વર્ણન. પાછા પોતાનેજ ગામે આવ્યા જાણી ઝવેરી બની રહેવા વિચાર. જવું પછીથી બ્રહ્મચારીની પુંઠે પડેલ નગીનશા.

પ્રવેશ ૬ ઠો—જંગલ દાંભીક સીતારામ બાવા તેના દાંભીક વીચારો. બાદ વાણીયણ, બ્રહ્મચારીનું આવવું, અને સુઇ રહેવું, પછીથી નગીનશાનું આવવું અને તેનું પણ પાસેના ઝાડ નીચે સુવું. થોડી વાર પછી સર્વને ઉંઘતા જોઇ સીતારામ બાવાયે વાણીયાના ડબામાંથી દાગીનાની ચોરી કરવી, નગીનશાનું પડયા પડયા જોવું, જાગવું, ચોરી માટે બુમાટો. સીપાઇયોનું આવવું અને સર્વને પકડી કચેરીમાં લઇ જવું.

પ્રવેશ ૭ મો—નવલપુર. મ્હેલ. કુમતી તથા સેનાપતી. અરીમર્દનની રાહ જોવી. પારસ, કુંવરી, પ્રધાન અરીમર્દન વગેરેનું આવવું, સેનાપતીને રાજ્ય સોપવા વીશે વાત પારસે વચમાં ફાંસ મારવી, રાજ્ય મળ્યાની રોકાણ.

જવું સમરસીંહનો વીમળને પારસ બનાવી કચેરીમાં લઇ જવા વીચાર

પ્રવેશ ૮ મો—બગીચો. મણી કુંવરી તથા જોગી વેશ ધારી પારસનું મળવું પ્રેમ વાર્તા. પરસ્પર પીછાન.

પ્રવેશ ૯ મો—કચેરી. ધનસાપ બ્રહ્મચારી તથા વાણીયો અને બાવો વગેરેને યોગ્ય શીક્ષા પછીથી પારસ વેશે વીમળ. પોગળનું ખુલ્લું થવું. ખરા રાજ્ય હકદારનું જાહેર થવું. મીત્રને શાબાશી. અરીમર્દનનું ખુશી થઇ રાજ્યાસન સોંપવું અને મણી કુંવરીનો પારસ સાથે હસ્ત મેળાપ. આનંદોત્સવ- નાચ.

સમાપ્ત.



## પુરૂષ પાત્રો.

સત્ય શેખર..........................નવલપુરનો રાજા.
પારસ..........................તેનો પૂત્ર.
સેનાપતિ..........................નવલપુરનો.
અમરસિંહ..........................રાજ્યનો વિશ્વાસુ માણુસ.
વિમળસેન..........................તેનો દિકરો પારસનો મિત્ર.
અરીમર્દન..........................રત્ન નગરીનો રાજા.
ગુણ સાગર..........................તેનો પ્રધાન.
બ્રહ્મચારી..........................એક મહાત્મા.
નગીનશાહ..........................નવલપુરનો વાણીયો.
કપુરીયો..........................તેનો દિકરો.
અડબંગ..........................એક ધર્મ ઢોંગી બાવો

## સ્ત્રી પાત્રો.

સુમતિ..........................સત્ય શેખરની નવી રાણી.
કુમતિ..........................જુની રાણી
સુગુણા..........................સુમતિની દાસી.
નીર્ગુણા }
નીર્મળા } ..........................બન્ને કુમતિની દાસીઓ.
દુષિલા..........................સેનાપતિની સ્ત્રી.
વાણીયણ..........................નગીનશાહની નવી સ્ત્રી.
મણી..........................અરીમર્દનની દીકરી પારસ પત્ની.
કુસુમા }
માધવા } ..........................બન્ને તેની સાહેલીઓ.

બ્રાહ્મણ, વાણીયાઓ, કારભારી, વણીક દાસી, ગામની સ્ત્રીઓ, સખીયો, સીપાઇઓ, હુંડીવાળો, યોગી, પ્રતિહાર, વારાંગનાઓ, વિગેરે.

શ્રી નાતમ

# પારસ-મણી નાટકનાં ગાયનો.

———:o;———

સુત્રધાર—નટી— ૧

ગાઉ શીવ સુત ગજ શીરધરા દુઃખહરા
સર્વેશ્વર કરમમ શુભગીરા દુઃખહરા—ટેક.
વિપત હર નગતનયા તનય સુખ કરવર
નારી નર પ્રથમ તુજપદ પુજે સુર વરાય—ગાઉં

સાખી

વંદુ વિનાયક વિનય કરી ગણપત ગુણ ભંડાર
આરંભુ અભિ નવ કૃતિ નિર્વીઘ્ને તું સુધાર
કરૂણા કરણ કીરતાર લક્ષ લાભ તણા દાતાર
અરજ આ ઉરમાં ધાર નડતાં વિઘન નીવાર
ભવ નીધી તારણ તું ધણી શીરોમણી ગણેશ
વ્યાપક અખીલ જગત મય પ્રભુ લંબોદરાય. ગાઉ

નટીઓ— ૨

પ્રણમીએ વિશ્વપતિ પ્રેમ અતી ઉરધારી
ત્રીભુવન વ્યાપ્ત છો હે મોરારી પ્રણમી.
પ્રહેલ્લાદના પ્રાણ ઉગારણ જે તારણજે.

સુદામાના દુખ નીવારણુએ
મેતા તણી હુંડી હર્ષથી જેણે સ્વીકારી. પ્રણમી.
અધમ અગાસુર મારણ જે સંહારણ જે.
વત્સાસુર વૈંશ વિદારણ એ
ગીરીવર ધારી માગુ અમો સહાય તારી પ્રણમી

સુમતિ— ૩

કૃપા કરો સ્વામિ સિતા રામ,
હું દુઃખયારી કહું પોકારી—ટેક
પુરી વિધાતા થઈ વેરણ મારી,
લેખ લખ્યા નહિ લેશ વીચારી. સ્વામી
પામી ન સંતતી સુખ હું નારી,
ઉલટું મ્હેણું ઠર્યું સીર ભારી. સ્વામી

સુમતિ ૪

હુ તનયા તવ શરણે હોમાજી
સ્તુતી કરતી નમી કરગરતી
ધરતી વળી શીષ ચરણે હોમાજી
સુખ અમૃત ફળ કયાંએ ન મળીયું
ભાળી જામી ભવ અર્ણે હોમાજી
દુઃખ દાવા નળે બળતિ કકળતી
હારી વળગી અંત મરણે હોમાજી

સુમતિ—સખીયો ૫

ધન્ય દહાડો આલી હર્ષ હેલી આજ રેલી હદય વા...ટેક

## સાખી

આનંદ સાગર ઉલટયો જાગ્યો જયજયકાર
દર્શન દિધાં દેવીયે ધન્ય ધન્ય અવતાર
ભાગ્ય દેવાં ગઇ ફળી રીધ્ધી સીધ્ધી સૌમળી
આશા દુધ માંહી ભળી ફતે સર્કરા
સહાય થઇ વિશ્વંભરા (૨) ધન્ય દહાડો

સેનાપતિ— ૬

બની બસ ફક્કડ રાજા ( ૨ )
રાગ રંગ માણીયે ઝાઝા ( ૨ )
નવ નવ રંગથી, વળી ઉછરંગથી
નિત નિત અમન ચમન કરીયેં મગન રહી
હુકમ બજાવીયે રહેજમાં નમાવીયે
નોકર ચાકર ઠાકર સૌને દમામે દબાવીયેં
ફકડ અકડ થઇ બંદા ( ૨ ) રાજા, ધીરાજ
બની વાવા વાવા અહો હો હો
થઇયે તાજા બની બસ

દુશીલા— ૭

છુ રૂપે રંગે રૂડી હું કેવી રંભા નાર
ઓપે છે સર વાગે આછા આભુષણો સાર—ટેક.
નૌતમ વાળી નાકે રૂડી ચળકે કર સોનેરી ચુડી
ચળી વધારે સોભાથી કંઠ અમુલખ હાર—છું રૂપે.

નેણુ કાજળ વર્ણુ ઉજવળ મ્હેકે આ તન પુષ્પ પરીમલ
ગજ ગમની ચાલે વળી કરતી, ઝાંઝરનો ઝમકાર–છુ રૂપે
જેવી મનહર માવતી કળીઆ,તેવા મધુકર પીયુ પાતળીઆ
જુગ્તી જોડી મળી વળી કંઇ વૈભવનો નહી પાર–છુ રૂપે

સેનાપતી—દુષિલા ૮

દુશીલા—પધારો પ્રીતમજી મારા પ્રાણુ
સેનાપતિ—આ મહારાણુાની મહારાણુી સુજાણુ—ટેક.

દુશીલા—તમો તમ પ્યારા હું પ્યારી તમારી તેમાં નહિ
જરી ખામી કે ખોડ
રાજ મળેથી અધિક ઓપીશું જાણુ કામ રતી તણી જોડ
સે—ઓ હો.
દુ—ઉહું "કામ રતી તણી જોડ—પધારો.
પણુ રંગીલા પછી તમેં આમ ઢીલા ઢીલા ચાલશો
તેનો કામની નહિ આવે સેનાપતી ત્યારે
દુ–હું ચાલુ ચટપટ તમો આગળ ઝટપટ ત્યારે મળે ખરો મેળ
અરસ પરસ ઘાલી હાથ ગળામાં જેમ વૃક્ષ વિટાંણી વેલ.
સે—ઓહો.
દુસીલા—તમો મોર હું ઢળકતી ઢેલ—પધારો.

વડારણુ— ૯
ગોરી ધવલ મંગળ ગીત ગાઇયેં

આજ ઉમંગ સાગર ઉભરાયરે હૃદયમાં
ન માયરે મોઢું મલકાય છે—ટેક
શુભ દીવસ અતી આજનો પ્રગટયાં પુરવના પુન્ય જો.
કોડ સકળ પુરણ થયાં ધન્ય ભાગ્ય ગણીયે મન જો.
રાખે અમર સદા અવિનાશરે કુમારશ્રીને ખાસરે
અંતર એમ ચાહીએ. ગોરી.

કુમતી-તથા સખીઓ— ૧૦
સોના સુરજ સજની આજેરે ઉગ્યો
વરશ્યો મોતીડે રૂડો મેઘરે હો રાજ આનંદ હેલી
આનંદ હેલી રૂડી રેડી મચેલી
ટાળ્યા સામળીએ સૌ ઉદવેગરે-હો રાજ આજે

કુમતી— ૧૧
નવ જાય જોયું સુખ શોકય શત્રુ તણું—ટેક.
લ્હાય અંતર લાગે દહન દીલ થાય
હાય જીવ નહિ ઠામ હરણ શોકય શત્રુ
હું વંધ્યા એ સંતતીવાળા
ભડ ભડ ભીતર બળે નીહાળી
હાય ડસું થઇ નાગણ કાળી
મારૂં પુત્ર એનો કરૂં બસ પ્રાણ હરણ. શોકય શત્રુ

કુમતી— ૧૨
જા લંપટ નફટ ઝટ નીકળ જા

લુચ્ચ હરામી શું તું લુંડો શરમ તજીને
જાય જાય છે હદ્દ પાર હઠ ધુત ટળજા     લંપટ
નીરમળા—હરામી હલાલી તેતો હરી જુવે સૌ
નથી અજાણ્યું એથી

કુમતી—બસ બકય ના
નીરમળા—અંતે આપો ફળ શું આ
કુમતી—ચુપ રહે ચપ ચપ કરતી લે ફળ આ—લંપટ
નીર્મળા—     ૧૩
દુનિઆં દો રંગી દો રંગી
સહ સર્જનની નહી સંગી—ટેક
વિનાશ કાળે વિપરીત બુદ્ધી ફેલે જ્યારે જનમાં
સવળુ કહેતાં અવળુ સમજે, મર્મ ન લેશે મનમાં—દુની.
પ્રપંચી પાલખીયે બેસે સાચાને શીર ભારો
સાચું કહેતામાં પણ મારે, અવનીમાં એ ધારો—દુની.
હાજી હાજી કહેશે જે જન રાજી તે પર રહેશે.
પાજી બાજી તાજી જગતમાં દમામથી દમ દેશે—દુની.

કુ—જુઓ કેવો ફક્કડ શોભું છું હું છેલડો
ન—ઉતર ઉતર ગાંડીનો જોને થયો ઘેલડો
કુ—બાપો થયા ઘોડો
ન—જો વરઘોડો

કુ—ચાલ ઘોડા થોડો નકર મારૂં છું કોડો
ન—આ ચાલ્યો મારીશ ન ભાઈ
કુ—વા વા ઘોડા તારી ચાલ સવાઈ
જુઓ બંદાનો બ્હાર થઈ બેઠો સવાર
ન—અલ્યા લાગે છે ભાર ઊઠી જા જા જા
કુ—બાપા ના, ના, ના,
ન—વાહરે સપુત્ત દીકરા ઠોઠ નીહાળીયા ઠીકરા
કુ—(ત્રણ બચકારી) હો હો જુઓ કેવો ફકકડ

સખીઓ— ૧૫

કુંવરજીને કોડ ઝુલામાં ઝુલાવો કોડે ઝુલામાં ઝુલાવો.
રૂડાં હરખે હાલરડાં ગાઓ રીઝાવો, બેની, કોડે ઝુલામાં
શોભે મૂખડું રસાલ ભાલ ભ્રગુટી વીશાળ
પ્રીતે પોઢયા સુખપાલ જાણે મદન ભૂપાળ
ધરી બાળ રૂપ આવ્યો બેની—કોડે ઝુલામાં.
હરખ હૈયે ભરપુર ઉગ્યો સોનાનો સુર
અલો..................હાલ.................હાલે
વ્હાલા કાલા કાલા લાલાજીને લાડમાં લડાવો બેની. કોડે ઝુ॰

સુમતિ— ૧૬

ઘણી ખમાજી તમોને પ્યારા પ્રાંણ
હો સુજાણ જીવન,
ધીમા ચાલો રાજ, ધીમા ચાલો રાજ હો, ઘણી·

**સાખી.**

અંમર રહો અલબેલડા પ્રીતમ પ્રાંણ આધાર
સદભાગી શ્યામા તણાં સુખદ શ્યામ સૃંગાર—જીવન.
સુભ દીન શુભ ઘડી આજની ઉર આનંદ નવ માય
કર પંખો ધરી દીકરી ઉભી ઢાળે વાય. જીવન.

**અંક પહેલો સમાપ્ત.**

---

# અંક ૨ જો.

કુંવરી— ૧૭

સખી આજ ગમે નહિ કાંઇ મને
કહો કોઈ કરૂ હું શોરે ઉપાય— સખી.
કંપ વધે તન સ્વેદ હા થાયે
કંચુકીમાં નવ ઉર સમાયે
એહ કારણ મુજથી કસુ ન કળાય— સખી.

કુંવરી— ૧૮

વા મુરત આ શું મનોહારી જાણે અવર મદન અવતારી
શું મનો હારી વા મુરત આ વા મુરત
મુખ મયંક પૂર્ણીમાં કેરો હું બલીહારી
શું મનોહારી વા મુરત આ

મોહી લીધું મનને મન મોહન
શુધ બુધ હારી સૌ હું નારી          વા મુરત આ

સખીઓ—          ૧૯

વાહ નવ યોવના એ નાર હમથી
હશી બોલો આવાર          વાહ નવ
લલિત લલના શું લજાયે
સ્યાણી સખીથી શીદ શરમાયે
લાજ શરમ ત્યાં શોભે
જામ મળો ભેગા જયારે ભરથાર          વાહ નવ
રીસ ધરતી રે રસીલી છણુકો કરતી
શું છબીલી
મદ ઘેલી માનુંની
જરીક મદ જોબનનો ઉતાર          વાહ નવ.

કુંવરી-ત્થા—સખીઓ—          ૨૦

રેજાઓ નટખટ નવ મને સતાવો
ર ખસોને ઝટપટ સટ અહીંથી
ખાલી મને શું વિતાવો
સખીયો-(ઓય વાહરે રીસ) ખાલી મને શું વિતાવો રે જાઓ
( શું વ્હાલમ જોડે પણ આમજ કરશોં કે
વરી—ચુપરે બકે શું અલી ઘેલીઓ ચબાવલી

નાહકન બોલી બતાવો

(વાહ પણ આમ તો જો) નાહક ન બોલી બતાવો.રેજાએ

વાણીયણ— ૨૧

હું ભર જોબનમાં થઈરે દુઃખ કયાં કહેવું.
પડી વૃધ્ધ પતિ પાલે જઇરે કહો કેમ રહેવું.
શત્રુ બન્યા મુજ માને બાપ મારે પલ્લે બાંધ્યું પાપરે.
દુઃખ કયાં કહેવું.
રહે રોકયો ન મુજથી કારી મદન થયું ચિન્તા કરતાં
કંપે બદન દુઃખ કયાં કહેવું.
હું છેલાવર લાયક વામ આતો ઘરડી ઘોડીને લાલ લગામ
દુઃખ કયાં કહેવું.

વાણીયણ— ૨૨

પ્રિય પદમણિ રસિક રમણી રસની ખાણ સમજો પ્રાણ.
તે સંગે ઉમંગે રંગે રમી રહે સફળ જન્મ
નરનો એ પ્રિય પદમણિ.
અવર સો અધુરા સ્વાદમાં એકે ન પુરા
રતિ રસ તો અધીક સૌથી મોહ્યા જોગી જતિ શુરા
પ્રિતે રસ રિતે ધરે નિત્યે નવલ નેહ
પરસ્પરનો જે પ્રિય પદમણિ.

પારસ— ૨૩

મળે સહ મીત્ર કવચિતજ કોઈ સુભાગીને

રહે સદાય આપે સ્વાર્થ ત્યાગીને—મળે સદ
શેરી મીત્રો સો ગણા તાલી મીત્રો મળે ઘણા
વિરલા બજાવે ફરજ મીત્રતા દીલે રાખીને—મળે.

મણી— ૨૪

કોડીલા કુંવર તુજપર હું ગઇ બલીહાર
વારીરે વાર હજાર
પ્રેમ ભરા એક ટક કરીને
નીરખી રહી હું નાર કુંવર.

પારસ—મણી— ૨૫

મણી—સલુણા સ્નેહે નિશાની સ્વિકારો
પારસ—વનિતા સપ્રેમે હવેથી તમારો. સલુણા.
પારસ—વાહ કુસુમ કળી મિંણ પુતળી પ્રીય નવોઢા નાર
મણી—ચતુર ચિત્તહર મમ રસિક વર રસિલા રાજકુમાર—ની
તન મન ધન વારૂ અર્પણ જીવન સારૂ
અતર મુરત ધારૂં પ્રેમથી
તમો ચંદ્ર હું પ્રિય ચકોરી દીલ ધારો
પારસ—ઓ હો કનક વરણી લલિત લલના
મણી—વાહ સુખદ મમ ભોગી મધુકર પ્રેમ પરી મળના
પારસ—જરૂર જુવતી જાણો પુરણ પ્રેમ મ્હારો—સલુણા

નજુા—　　　　　　　　૨૬

ચોટયા ચીત માંહી પ્યારાએ
રમણુ રસીક મ્હારા
નયન તારા સ્નેહ ક્યારા
કામણુ ગારા એ　　　　　રમણુ
લટકે લોભાવી લાલા
મટકે મનાવી વ્હાલા
ચટકે ચળાવી ચાલ્યા
બની ઘેલી હું હારારે.　　　રમણુ

રાજા—　　　　　　　　૨૭

છેડી સિંહને કાઢે છે શું સાર
અરે ઓ દુરાચારી કરૂં હું તુજ ખ્વારી
અસી ધારી......................છેડી સિંહને.

સાખી.

સાહસ મણીધર છેડતાં સુખનું સત્યાનાશ
જ્ઞાન ભાન વિદ્વાનનું વેગે થાય વિનાશ
પાપીને કરૂં પાર.................છેડી સીંહને

પારસ—　　　　　　　　૨૮

નૌતમ નવરંગ નાર વંદુ શું
અનહદ રૂપ અંબાર...........વંદુ શું.

જોતાં અંજાય અપાર
ચંદ્ર વદન ચંપક બદન
સુંદર સદન પ્રીય
ઉર્વશીનો અવતાર રંગીલી............નૌતમ
પંચ દશી ઉમ્મર પ્રમદાની
દેખી મોહ્યો દીલદાર છબીલી........નૌતમ

ગાણીયો— ૨૯

જાઉં જાઉં ઝટપટ જ્યાં હોય ત્યાંથી
પકડી પાડું આમ પલકમાં પાડું આમ
પકડી જકડી લાવું બાંધી તો સાચું મારૂં નામ
જગતમાં સાચું મારૂં નામ જાઉં
જોગી થાઉં ઢોંગી થાઉં દરીઆ નાખું ડોળી
જ્યાં ત્યાં જઇને લાવું ઘેરે ખલકમાંથી ખોળી
બસ પકડી પાડું આમ પલકમાં પકડી પાડું આમ-જાઉં
સીધા જોડે સીધો ને હું ડાંડ સંગાથે ડાંડ
જાય હવે ક્યાં મને છેતરી જાવા પામે માંડ
બસ પકડી પાડું આમ પલકમાં

ડ્રેપ્સીન.

બીજો અંક સમાપ્ત.

# અંક ૩ જો.

સખીઓ—કુંવરી—　　　　૩૦

સકળ અનુચરી પૂરણ પ્રેમ ધરી
પુજન વૃત શુભ કરીએ જો
લળી લળી દર્શન કરી સૌ હળી મળી
વળી પ્રદક્ષણા કરીએ જો એ........સકળ.
સદા શીવ સુખ કરણ શરણ ગૃહી
સ્મરણ મહી ચિત ધરીએ જો
સદ સાર્થક છે જીવનનું સખી
એથી ભવસાગર ઝટ તરીએ જો એ........સકળ

મણી—　　　　૩૧

અરે હાં કરી ઘેલી
લલીત લટકાળેરે
ખુી સુંઘાડી સ્નેહની વ્હાલેરે...........કરી ઘેલી
નહી શુદ્ધ સાન વીંહાળ હું વીશાખા ઘેલી ફરૂ
નીસદીન હરતાં ફરતાં રમતાં ચંદ્ર એહ સ્મરૂ.
ભુલો નીજ ખાન પાન ભાન હાય કેમ કરૂ
મળે પ્રીયે પ્રાણ એ સુજાણ તો હું ધૈર્ય ધરૂ
પ્રીતમ પ્યારા કામણગારા
ચઢાવ્યું ચીત્ત પ્રીત કેરે નવીન ચાળેરે...કરી ઘેલી.

પારસ— ૩૨

મળું કયારે એ પ્રીય પ્યારી
થાયન મનથી ન્યારી..........મળું.
એ ઉરવશી છે ઉર્વશી
ચાંપ કસી કારી..............મળું.
સ્મીત હસી ઘાયલ કીધો
નયન બાણુ મારી...........મળું.
મળવા આતુર બનીયું આ ઉર
ચાતુર કામણુગારી..... ......મળું.
નીસ દીન વિસરે ન વીસારી
એ મન હરનારી...............મળું.

સંતમંડળ— ૩૩

દયા ધરમ નહી મનમે મુખડા કયા દેખે દરપનમેં
કાગજકા એક નાવ બનાયા છોડા સમંદર જલમે
નુગરા બેઠનવાલા ડુબે સુગરા તર જાય ઉનમે—મુખડા
મુછ સમારી પાઘડી બાંધી તેલ લગાવત તનમેં
ડુંગરકા પાંની જોબનકા લટકા ઢલ જાવેગા ખીનમે-મુખડા
આરે કાયામેં ઘાસ ઉગત હયે ગૌયાં ચરત હયે બનમે
કહેત કબીર સુનો ભાઈ સાધુ રહે ગઇ મનકી મનમે-મુખડા

વિમળા—　　　　　　　　３૪

જોઈ જોઇ જગતમાં જાણો તે સાચો મીત્ર પ્રમાણો
અવસરે (૨) શીર ધરે　　　　　　　　જોઈ જોઇ
કોઇ તાળી લઈ ખસનારા
કોઇ ગાળી દઈ હસનારા
કોઇ તો પૈસાના યાર કરે ખુબ ખ્વાર
લાખ ધીઃકાર છે પણ એક ટેકી તે શાણો
અવસરે (૨) શીર ધરે　　　　　　　　જોઈ જોઇ.

મણી—　　　　　　　　３૫

નજરને ફેરવી મોહન શું જાવો છો
હૃદયપર ઘામને શું લગાવો છો
અરે ઓ નાથજી આ નારીને શું
મુકીને ન્યારા થાવો છો
સરદાર સલુંણા પીયુ પરૂંણા વાહ શું આમ કરો
ચીત્તહર ચાતુર આતુર છે આતુર છે
અબળા અમી દ્રષ્ટી ભરો.....................સરદાર.

પારસ—પ્રવીણ છો પ્રેમદા બોલો જરી વીચારીને
　　પીતા તમ જાણશે આગુપત યારીને
　　કદી સુકાવા સ્વપ્ને પણ આ ચીત્તમાં
　　ચ્હાશે શું મીન વારીને ...................સરદાર.

મણી—પારસ— ૩૬

પ્રીતમજી પ્રાણના આધારરે
ન્યારો નાથ નેહે જરી
કામણગારા કામના અવતારરે
ભેટો રતી ભાવે કરી

પારસ—યૌવન વસંતે વિકસેલી તું વેલી

મણી—વ્હાલમજી વૃક્ષ આપ વેલીના બેલી

પારસ—વાહ મધુર વાણી રચાંણી તારીરે
ચપળ ચિત્ત લે છે હરી પ્રીતમ.

સર્વે— ૩૭

વદો વિજય અંતે ન્યાઇ નરનો
તજે નજે સત્ય શ્રંગાર તન પરનો
કપટ ખાંડ ખાનાર ક્ષય દુષ્ટ ખરનો વિજય
તાનાની ત્રોમ ત્રોમ તાનાના દેરેના
દીમ દીમ તાના દીમ તદારે તદાના
આદાના દીમ તાનાનો દેરેના વદો.

ત્રીજો અંક સમાપ્ત.



# જાહેર ખબર.

અમારી સુરત દેશી નાટક કંપનીમાંથી નીચે મુજબ નાટકના ગાયનોની ચોપડીઓ તૈયાર છે માટે જેમને જોઇએ તેમણે નાટક કંપનીનો મુકામ જ્યાં હોય ત્યાંથી મંગાવી લેવી.

એક અઠવાડીયું (યાને પ્રેમમાં
વ્હેમ) ૧—૨—૦

પારસ-મણી ૦—૨—૦

શ્રી સુરત દેશી નાટક કંપની.